# માતાને બોલે

કીમત ૦—૧—૦૩

જે. બ. ચોધરી

# માતાને બોલે

## દેખાવ ૧ લો

[ જે કેયસ માર્સિયસે રોમના રાજ્યની સેવા ખરા દિલથી કરી હતી, અને જેણે રોમન પ્રજાના વેરી વોલ્શિયનોના કોરિયોલી જેવા મજબૂત કિલ્લાને એકલે હાથે કબજે કરી "કોરિયોલેનસ"નું માનભર્યું ઉપનામ મેળવ્યું હતુ, તેજ કેયસને એના કોઇ નજીવા ગુન્હા બદલ રોમન પ્રજાની રાજસભાએ દેશનિકાલની સજા ફરમાવી છે. કેયસ પોતાની વહાલી માતા વોલ્યુમ્નિયાની છેવટની મુલાકાત લેવા આવ્યો છે. ]

**કેયસ**—માતા ! વહાલી માતા ! તમારી આશિષ માગવા આવ્યો છું.

**વોલ્યુમ્નિયા**—બેટા કેયસ ! રાજસભાએ શો ચુકાદો આપ્યો ?

**કેયસ**—દેશનિકાલનો, માતા !

**વોલ્યુ.**—જે રોમન પ્રજા હજી ગઇ કાલ સુધી તો મારા કેયસની પૂજા કરતી હતી, તેજ રોમન પ્રજા આજે મારા પુત્રને દેશનિકાલ કરે છે ?

**કેયસ**—માતા ! હા, એ વાત સત્ય છે.

**વોલ્યુ.**—મેં આવું નહોતું ધાર્યું, કે રોમનો આટલા બધા અસ્થિર મનના હશે. ગઈ કાલની સેવા પણ રોમનો ભૂલી શકે છે ?

**કેયસ**—માતા ! લોકલાગણી ઉપર વિશ્વાસ રાખવો, એજ મોટી ભૂલ છે. લક્ષ્મી ને લોક કોઇનાં થયાં નથી ને થવાનાં નથી.

**વોલ્યુ.**—પણ બેટા ! દેશનિકાલની સજા તો બહુ ભારે કહેવાય.

**કેયસ**—માતા ! મોતની સજા કરતાં તો બહુ સારી છે. લોકો તો મારું મોતજ માગતા હતા.

**વોલ્યુ.**—હેં ! શું લોકો મારા કેયસનું મોત માગે છે ?

**કેયસ**—માતા ! એ બધી ગઈ ગુજરી ઉપર અત્યારે બળાપો કરવા જેટલી મારી ધીરજ નથી, વખત પણ નથી; માટે માતા ! મને આશિષ આપો, એટલે હું રોમ છોડીને ચાલતો થાઉં. મને હવે રોમની હવા પણ ઝેરી લાગે છે.

**વોલ્યુ.**—બેટા ! તારી માતાને છોડી જતાં તારો જીવ શે ચાલે છે ?

**કેયસ**—જીવ નથી ચાલતો, માતા ! પરંતુ આજે બીજો રસ્તો પણ કયો છે ?

**વોલ્યુ.**—બેટા ! તું તારી સ્ત્રી અને પુત્રને મળ્યો ?

**કેયસ**—એમને મળવા જેટલી આજે મારા મનની શાંતિ નથી. માતા ! તમને મળ્યા વિના જતાં મારું મન ન ચાલ્યું, ત્યારેજ હું તમારી આશિષ લેવા આવ્યો છું.

**વોલ્યુ.**—બેટા ! મારી તો તને સદાય આશિષ છે; પણ કેયસ ! શું હવે હું તારું મોં ફરીને નહિ જોઉં ?

**કેયસ**—માતા ! ઈચ્છા તો એવી છે, કે એકવાર વાજતે ગાજતે રોમમાં પાછું દાખલ થવું છે; અને તે

વખતે માતા! તમને નહિ મળું, તો બીજા કોને મળીશ?

**વોલ્યુ.**—બેટા! મારી આશિષ છે, કે તું વાજતે ગાજતે રોમમાં દાખલ થજે!

**કેયસ**—બસ, માતા! આપની આશિષ મળી ગઈ; હવે હું જાઉં?

**વોલ્યુ.**—બેટા! જા કહેતાં તો જીભ કેમ ઊપડે? પણ એટલું યાદ રાખજે, કે તારી માની કૂખ લજવાય એવું કાંઈ પરદેશમાં કરીશ નહિ.

**કેયસ**—માતા! વચનથી બંધાઉં છું. હવે જાઉં?

**વોલ્યુ.**—હા, બેટા! જા, ને સુખી થા.

(કેયસ જાય છે.)

## દેખાવ ૨ જો

(કેયસ માર્સિયસ એક જંગલમાં એકલો વિચાર કરતો પથ્થર ઉપર બેઠો છે.)

**કેયસ**—હા ! રોમનો ! તમે મને ખરો દગો દીધો છે ! તમારે માટે મેં મારા પ્રાણની પણ દરકાર નહોતી કરી........દુકાળમાં અનાજ ખૂટયું, ત્યારે મેંજ તમને અન્ન ભેગા કર્યાં હતા...........આ બધી સેવાનો બદલો ઠીક આપ્યો !.... ...રોમનો માની બેઠા, કે હું સત્તાલોભી છું....ઠીક !.... હશે; ચડતી પછી પડતી; ને ઈશ્વર કરશે, તો પડતી પછી ચડતી પણ કેમ નહિ થાય ?.... હાય ! મારે મારું પ્યારું વતન છોડવું પડયું.... વહાલી માતાને છોડવી પડી........વોલ્યુમ્નિયા ! માડી ! તું ઘડપણમાં આ દુઃખના દિવસો કેમ કરી ગાળીશ ?........મારી સ્ત્રીને ને મારાં બાળકોને પણ છોડી મારે દેશનિકાલ થવું પડયું........રોમનો ! તમે મને એકનેજ દુઃખી

નથી કર્યો.......યાદ રાખજો, કે આ કેયસ તમારી પણ વલે કરે છે કે નહિ.......વેર લેવું એ તો ચોક્કસ.......એ વિના મારું બળતું અંતર શાંત નહિ થાય.......બસ; વેર, વેર, ને વેરજ !.......પણ મારે એ વેર કેવી રીતે લેવું ? .......હું એકલો વેર કેવી રીતે લઉં ?....... (કેયસ વિચારમાં પડે છે.) હાં ! બરાબર....... વોલ્શિયનોની સહાય લઉં.......વોલ્શિયનો રોમનોના કટ્ટા વેરી છે....પ્રથમ કોને મળું ? વોલ્શિયન સેનાધિપતિ તુલૂસને મળું ?.......એ એન્ટિયમમાં રહે છે....બસ; હવે તો એકજ નિશ્ચય....રોમનો, બચ્ચાજી ! તમને યાદ રહે, એવું હવે તો કરું....હવે રોમનો મારા ભાઇ નથી....હવે તો મારા દુશ્મનો.......ચાલ, જીવ ! એન્ટિયમ જવા દે.

(કેયસ આગળ ચાલવા માંડે છે.)

## દેખાવ ૩ જો

(એન્ટિયમમાં વોલ્શિયન સેનાધિપતિ તુલૂસ પોતાના મહેલમાં ખાણું ખાઇ રહ્યા છે.)

**એક સિપાઈ**—(દાખલ થઈને નમન કરતાં) મહારાજ ! બારણે કોઇ અજાણ્યો રોમન આવ્યો છે.

**તુલૂસ**—મને મળવા માગે છે ?

**સિપાઈ**—જી, હા.

**તુલૂસ**—જા, એને સગડી પાસે બેસાડ; હું જમીને નીચે આવું છું.

**સિપાઈ**—વા , મહારાજ ! (સિપાઈ નમન કરીને જાય છે.)

**તુલૂસ**—(એકલો મનમાં) રોમન આવ્યો છે ? રોમન તો શત્ર. શત્રુ મારે આંગણે કેમ આવ્યો હશે ? કાંઈક અગત્યને કામે આવ્યો હશે ? કે પછી કાંઇ દગો તો નહિ હોય ? મારે જરા સાવધ રહેવું પડશે.........સિપાઈ ?

**સિપાઈ**—(દાખલ થઇ સલામ કરતાં) મહારાજ ! હુકમ.

**તુલૂસ**—મારુ બખ્તર લઇ આવ. (સિપાઈ જાય છે.) વખત છે, ને અજાણ્યો માણસ દગો દે; માટે સાવધ રહેવું સારું. (સિપાઈ દાખલ થાય છે.)

**સિપાઇ**—(નમન કરીને) લ્યો, મહારાજ ! આ બખ્તર.

(તુલૂસ બખ્તર પહેરે છે.)

**તુલૂસ**—ચાલ, હવે હું પેલા રોમનને મળવા જાઉં.

(તુલૂસ જાય છે.)

## દેખાવ ૪ થો

( મહેલના નીચેના ઓરડામાં કેયસ બેઠો છે; તુલૂસ ત્યાં આવે છે. )

**તુલૂસ**—( ઓરડામાં દાખલ થતાં ) મને કોણુ મળવા માગે છે ?

**કેયસ**—(બન્ને હાથે મોઢું સંતાડીને) હું આપને મળવા માગું છું.

**તુલૂસ**—અજાણ્યા રોમન ! મોં ન સંતાડ. તું મારા મહેલમાં નિર્ભય છે.

**કેયસ**—પણ હું તો રોમન છું, દુશ્મન છું.

**તુલૂસ**—પણ તું દુશ્મન તરીકે, કે દોસ્ત તરીકે આવ્યો છે ?

**કેયસ**—આવ્યો છું તો દોસ્ત તરીકે.

**તુલૂસ**—તો મોં દેખાડ.

**કેયસ**—મને મિત્ર ગણુશો ?

**તુલૂસ**—વોલ્શિયનની સગડી પાસે બેસનાર સો કોઇ મારા મિત્રજ છે.

**કેયસ**—(મોં ખુલ્લુ કરીને)જુઓ મને, તુલૂસ ! ઓળખ્યો ?

**તુલૂસ**—ચહેરો ક્યાંઈક દીઠો હોય, એમ યાદ આવે છે

**કેયસ**—તમારા કોરિયોલી કિલ્લાનો કબજો લેનાર હું કેયસ.

**તુલૂસ**—શું હું કોરિયોલીના જીતનારને મારી સામે જોઉં છું ? વીર કોરિયોલેનસ ! દુશ્મનના ઘરમાં પેસવાનું કાંઈ કારણ ?

**કેયસ**—તુલૂસ ! આજે હું શત્રુના ઘરમાં મિત્ર બનીને બેસવા આવ્યો છું.

**તુલૂસ**—શું રોમનોએ તમારી વીરતા ન પારખી ?

**કેયસ**—પારખી, ને ન પણ પારખી.

**તુલૂસ**—તો વીર કોરિયોલેનસ ! વોલ્શિયનો વીર છે, ને તમારા જેવા વીરને સંઘરે એવા છે.

**કેયસ**—વોલ્શિયનોના આશરેજ રહેવાને હું આવ્યો છું.

**તુલૂસ**—એ આશરો મળી ચૂક્યો. વીર કોરિયોલેનસ ! તમે ભુખ્યા હશો; માટે ચાલો, ભાણે બેસો.

**કેયસ**—હજી જમવું હરામ છે.

**તુલૂસ**—હજી શું બાકી છે ?

**કેયસ**—તમારી સહાય.

**તુલૂસ**—મારી સહાય મળી ચૂકી.

**કેયસ**—એમ નહિ.

**તુલૂસ**—ત્યારે ?

**કેયસ**—મારે લશ્કર જોઇએ.

**તુલૂસ**—લશ્કર લઇને શું કરશો ?
**કેયસ**—રોમની પાયમાલી કરવી છે, ને રોમનોના હાલહવાલ કરી નાખવા છે.
**તુલૂસ**—આટલા બધા વેરનું કારણ ?
**કેયસ**—રોમનોએ મને દેશનિકાલ કર્યો છે.
**તુલૂસ**—વિના કારણેજ ?
**કેયસ**—હા; તદ્દન વિના કારણે.
**તુલૂસ**—તો વીર કોરિયોલેનસ ! મારા બહાદુર વોલ્શિયનોનું લશ્કર તૈયારજ છે. રોમનો સામે લડવાને તો તેઓ ક્યારના એક પગે થઈ રહ્યા છે.
**કેયસ**—તો હું એમની સરદારી લેવા તૈયાર છું.
**તુલૂસ**—તો હું પણ તમને મારા સૈન્યના સરદાર નીમી દઉં છું. ચાલો, હવે તમે જમી લ્યો.
**કેયસ**—અહીંથી લશ્કરને ઉપડતાં કેટલા દિવસ લાગશે ?
**તુલૂસ**—બેત્રણ દિવસથી વધારે વાર નહિ લાગે. ચાલો, હવે જમવા ઊઠો છો ને ?
**કેયસ**—હા ચાલો. આપે મારા ઉપર બહુ મોટો ઉપકાર કર્યો.
**તુલૂસ**—એમાં ઉપકાર શેનો ? એવું ન બોલો.

બન્ને મહેલને ઉપલે માળે જાય છે.)

૧૪૯૭૦

## દેખાવ ૫ મો

(લશ્કરી થાણામાં તુલૂસ, કેયસ, અને બીજા વોલ્શિયન સરદારો એક તંબુમાં મસલત કરતા બેઠા છે.)

**તુલૂસ**—વીર કોરિયોલેનસ ! મારા સરદારો સૈન્ય સાથે તૈયાર છે.

**કેયસ**—હું પણ તૈયારજ છું.

**તુલૂસ**—તો પછી આવતી કાલેજ કૂચ શરૂ કરો.

**કેયસ**—મને કાંઈ વાંધો નથી; હું તો ઊલટો ખુશ છુ.

**તુલૂસ**—મારા વોલ્શિયન સરદારો ! તમારે આ વીર કોરિયોલેનસની સહાયમાંજ રહેવાનું છે. મને ખાતરી છે, કે કોરિયોલેનસ આપણને વિજયજ અપાવશે.

**એક સરદાર**—કોરિયોલેનસ જેવા વીર સેનાધિપતિ છે, તો આપણો વિજયજ છે.

**બીજો સરદાર**—કોરિયોલેનસની વીરતા આપણાથી ક્યાં અજાણી છે ?

**ત્રીજો સરદાર**—રોમ આપણા હાથમાં આવ્યું, એમજ હું તો જાણું છું.

**તુલૂસ**—મને પણ પૂરતી ખાતરી છે, કે આપણો વિજય છે. વીર કોરિયોલેનસ! તમે શું ધારો છો?

**કેયસ**—મને તો હિંમત છે, કે હું વિજય મેળવીનેજ પાછો વળીશ.

**તુલૂસ**—પણ ધારો, કે વિજય ન મળ્યો તો?

**કેયસ**—તો હું જીવતો નહિ આવું. લડાઇમાં ખતમ થઇશ, પણ હારેલો તમને મોઢું બતાવવા નહિ આવું.

**તુલૂસ**—શાબાશ! વીર કોરિયોલેનસ જેવા સાચા શૂરવીર તો બહુ થોડાજ હોય.

પણ વીર કોરિયોલેનસ! મને એક શંકા આવે છે. ખોટું ન લગાડો તો કહું.

**કેયસ**—ખુશીથી કહો: એમાં ખોટું લગાડવાનું શેનું?

**તુલૂસ**—મને એમ થાય છે, કે કદાચ છેવટની ઘડીએ તમને રોમનો ઉપર દયા આવે, ને તમે રોમનોને જતા કરો તો?

**એક સરદાર**—તો તો આપણી બધી મહેનત ધૂળ મળે.

**બીજો સરદાર**—તો તો ગયા ન ગયા બરાબર.

**ત્રીજો સરદાર**—તો તો હસવું ને હાણુ બન્ને.

**કેયસ**—વોલ્શિયન સરદારો! તમે કહો છો, તે સત્ય વાત છે. શ્રીમાન્ તુલૂસ! આપને શંકા આવે, એ સ્વાભાવિક છે; પણ જો તમારી શંકા સાચીજ પડે, તો આ કેયસનું શિર ધડથી જુદું કરી નાખજો. વોલ્શિયન સરદારો! આ યુદ્ધમાં હું મારું શિર તમારા હાથમાં સોંપીનેજ તૈયાર થાઉં છું.

**તુલૂસ**—શાબાશ, વીર! મારી શંકા હવે નથી રહી. જ્યાં કોરિયોલેનસ જેવો વીર પોતાનું શિર મારા હાથમાં સોંપે, ત્યાં પછી શંકા ટકીજ કેમ શકે?

**કેયસ**—ત્યારે હવે સર્વ તૈયારી થઈ ચૂકી છે?

**તુલૂસ**—હા, આવતી કાલે તમારે ઊપડવાનું નક્કી છે. ચાલો, આપણે બધા સાથે સૈન્યની તપાસ કરી આવીએ.

(સર્વ ઊઠે છે.)

## દેખાવ ૬ ઠ્ઠો

(રોમથી પાંચજ માઈલ દૂર કેયસ પોતાના વોલ્શિયન લશ્કરનો પડાવ નાખી પડ્યો છે; અને પોતાના તંબુમાં વોલ્શિયન સરદારો સાથે વાતચીત કરી રહ્યો છે.)

**કેયસ**—મારા વોલ્શિયન સરદારો ! હવે રોમ તો મારા હાથમાં આવીજ ગયું જાણો.

**એક સરદાર**—કોરિયોલીના વીરની વીરતા અમારાથી ક્યાં અજાણી છે ? આપ કહો છો, તે અમે પણ સત્યજ માનીએ છીએ.

**કેયસ**—તમને લાગે છે, કે હું રોમને હાથમાં આવ્યું જવા દઉં ? રોમનોએ મારે માથે બહુ વિતાડી છે; પણ હવે હું જોતજોતાંમાં મારા વેરનો બદલો લઇ લેવાનો છું.

**બીજો સરદાર**—આપના વેરનો બદલો લેવાય, એમાંજ વોલ્શિયન સૈન્યની વાહવાહ છે.

(એક વોલ્શિયન સિપાઈ તંબુમાં દાખલ થાય છે.)

**સિપાઈ**—(નમન કરી) મહારાજ ! કેટલાએક રોમનો આપને મળવા માગે છે; દાખલ કરું ?

**કેયસ**—રોમનો ? મને મળવા માગે છે ? સંધિ કરવા માગતા હશે. ના, ના, હું સંધિ કદીજ નથી કરવાનો. પણ રોમનો મને મળવા આવ્યા છે, તો ભલે અંદર આવવા દે.

(સિપાઈ જાય છે; અને પાંચ રોમનો તંબુમાં દાખલ થાય છે.)

**કેયસ**—(મનમાં) અરે ! આ તો મારા જૂના દોસ્તો ! મારા પક્ષમાં ભળવા આવ્યા લાગે છે કે શું ?

**એક રોમન**—વીર કોરિયોલેનસ ! અમને ઓળખ્યા ?

**કેયસ**—હા; મારા મિત્રોને ભૂલું, એવું તે કદી બને ?

**બીજો રોમન**—રોમને ભૂલ્યા, તો મિત્રોને પણ કેમ ન ભૂલો ?

**કેયસ**—રોમ મને ભૂલે, ત્યારે હું પણ રોમને ભૂલું, એમાં કાંઈ નવાઈ ?

**ત્રીજો રોમન**—નવાઈ તો નથી; પણ રોમ ઉપર વેર લેવાનું ન હોય, મિત્ર કોરિયોલેનસ !

**કેયસ**—રોમ વેર લે, તો કેયસ પણ વેર કેમ ન લે ?

**ચોથો રોમન**—રોમ તો કેયસની જન્મભૂમિ. જન્મભૂમિ ઉપર વેર ?

**કેયસ**—જન્મભૂમિ કેયસને સંઘરી ન શકી, તો હવે એ જન્મભૂમિને કેયસ પોતે સંઘરવા માગે છે.

**પહેલો રોમન**—પણ તે આ રીતે? રોમનોની પાયમાલી કરીને?

**કેયસ**—રોમનોએ મારી પાયમાલી કરી, તો એમની પાયમાલી પણ થાય, એ શું વાજબી નથી? મિત્રો, માફ કરજો; પણ આજે કેયસ તમારી સલાહને માન નહિ આપી શકે.

**પહેલો રોમન**—શું કેયસ અમને આવ્યા તેવાજ પાછા જવાનું કહે છે?

**કેયસ**—મિત્રો, દુઃખી દિલે કહું છું, કે "હા." મને તમે આજે શરમાવી નહિ શકો.

**બીજો રોમન**—મિત્રોને પણ કેયસ નહિ ગણકારે?

**કેયસ**—આજે તો મારા પક્ષમાં ઊભા રહે, તેજ મારા મિત્રો.

**ત્રીજો રોમન**—ત્યારે શું કેયસ અમને દુશ્મન ગણે છે?

**કેયસ**—હા, આજે તો દુશ્મન જેવા લાગો છો.

**ચોથો રોમન**—કેયસ મિત્રોને ભૂલ્યો?

**કેયસ**—ના; તમે મારા જૂના મિત્રો, એ મને કબૂલ છે; પણ...

**પાંચમો રોમન**—પણ આજે તો દુશ્મનોજ ?

**કેયસ**—હા; તમે મને તમારું ધાર્યું કરાવવા માગતા હો, તો આજે તમે મારા દુશ્મનોજ છો.

**પહેલો રોમન**—ત્યારે કેયસ ! હવે અમારે આ તંબુમાં એક ઘડી પણ ઊભા રહેવું યોગ્ય નથી.

**કેયસ**—જેવી આપની મરજી.

**બીજો રોમન**—કેયસ ! વીર કેરિયોલેનસ ! રોમનોને અમે જઈને શું કહીએ ?

**કેયસ**—કહેજો, કે કેયસ સંધિ કરવા માગતો નથી; કેયસ કોઈ વાતે પાછો જવા માગતો નથી; પણ કેયસ રોમને જીતીનેજ પાછો જવાનો છે.

(પાંચે રોમનો વીલે મોઢે તંબુ છોડી બહાર નીકળે છે.)

**કેયસ**—મારા વોલ્શિયન સરદારો ! આજે આ કેયસનું હૃદય વજ્રથી પણ કઠણ બની ગયું છે. મારા જૂના મિત્રો પણ આજે મને દુશ્મન લાગ્યા !

**એક સરદાર**—કેમ ન લાગે ? ખોટી સલાહ આપનારા દુશ્મનોજ લાગે.

**કેયસ**—રોમ ઉપર વેર લીધા વિના મારા જીવને શાંતિ નથી થવાની.

**બીજો સરદાર**—આપ હુકમ કરો, તો આજેજ હલ્લો કરીએ.

**કેયસ**—ના, એટલી બધી ઉતાવળની કાંઇ જરૂર નથી. આપણું લશ્કર લાંબી મજલો કરી લોથપોથ થઇ ગયું છે. (સિપાઈ તંબુમાં દાખલ થાય છે.)

**સિપાઇ**—(નમન કરી) મહારાજ! કોઈ બે રોમન સ્ત્રીઓ આપને મળવા આવી છે; દાખલ કરું?

**કેયસ**—(મનમાં) રોમન સ્ત્રીઓ? હા! મારી વહાલી માતા તો મને મળવા નહિ આવી હોય?.... બીજી સ્ત્રી કોણ હશે? કદાચ મારી સ્ત્રી વર્જિનિયા હશે? (મોટેથી) સિપાઇ! જા, જલદી; એ બન્ને રોમન સ્ત્રીઓને તંબુમાં આવવા દે.

(સિપાઈ જાય છે; અને બે રોમન સ્ત્રીઓ–એક વૃદ્ધ ને બીજી યુવાન– તંબુમાં દાખલ થાય છે.)

**કેયસ**—(પોતાની માતાને આવતી જોઇ) અરે! આ તો સાચેજ ધાર્યા પ્રમાણે મારી વહાલી માતા આવી! (કેયસ દોડીને માતાને ભેટી પડે છે.)

**વોલ્યુમ્નિયા**—બેટા કેયસ! કુશળ છે?

**કેયસ**—(ગળગળે અવાજે) હા, માડી! તારી આશિષથી કુશળ છું.

**વોલ્યુમ્નિયા**—બેટા કેયસ ! આ મારી સાથે છે, તેને ઓળખી ?

**કેયસ**—કેમ ન ઓળખું ? વર્જિનિયા. માતા ! શું ? રોમનોએ તમને બન્નેને શહેરની બહાર કાઢી મૂક્યાં ?

**વોલ્યુ.**—ના, બેટા ! રોમનો એટલા બધા ઘાતકી નથી.

**કેયસ**—માતા ! રોમનો તો બહુ ઘાતકી છે.

**વોલ્યુ.**—ના, બેટા ! બધા એવા નથી હોતા. એવો ઘાતકી તો એકજ રોમન પાક્યો છે.

**કેયસ**—માતા ! કોણ એ ?

**વોલ્યુ.**—કોઇ અભાગણીને પેટે જન્મ્યો હશે.

**કેયસ**—માતા ! એ અભાગણી સ્ત્રી કઇ ?

**વોલ્યુ.**—હુંજ એ, કેયસ !

**કેયસ**—એવું ન બોલ, માડી ! એવું ન બોલ. શું કેયસને જન્મ આપીને તું અભાગણી થઇ ? કોરિયોલીને એકલે હાથે જીતનારને જન્મ આપનારી માતા અભાગણી ?

**વોલ્યુ.**—હા; એમ છતાંય હું અભાગણી. રોમન સ્ત્રીની કૂખે જન્મેલો રોમન બચ્ચો રોમનું સત્યાનાશ વાળવા ઊભો થાય, ત્યારે એ રોમન સ્ત્રીના જીવતરમાં ધૂળ છે. એ અભાગણી નહિ, તો બીજું શું ?

**કેયસ**—માતા ! માતા ! તારું વેણેવેણ મારા અંતરને કોરી ખાય છે; પણ હું રોમને જીત્યા વિના તો પાછો નહિજ વળી શકું.

**વોલ્યુ.**—તો પુત્ર ! ભલે; આ તારી અભાગણી માતા અને તારી અભાગણી સ્ત્રી ઉપર તારા રથનું પૈડું ચલાવીને સુખેથી રોમનો કબજો લેજે.

**કેયસ**—(ગળગળો થઇને) માતા ! માતા ! મારા દેહ કરતાં તારો દેહ અમૂલ્ય છે. હુ મરીશ. મારી માને માટે હું સુખેથી મરીશ.

**વોલ્યુ.**—પુત્ર ! મારી ખાતર નહિ, પણ રોમની ખાતર તું મર, તોજ હું ભાગ્યશાળી લેખાઉં.

**કેયસ**—માતા ! તારાં વેણ માથે ચડાવું છું. રોમની ખાતર હું મરીશ.

**વોલ્યુ.**—બેટા ! તારી કીર્તિ અમર થજો ! હવે તું શું કરીશ ?

**કેયસ**—હું સૈન્ય લઇને પાછો જઇશ.

**વોલ્યુ.**—બેટા ! મોતને હસતે મુખે ભેટજે.

**કેયસ**—માતા ! તારા પુત્રને એ કહેવું નહિ પડે.

**વોલ્યુ.**—અમર રહો મારો પુત્ર !

**સમાપ્ત**

ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

## : : બાલનાટકો : :

| | |
|---|---|
| સુદામો (૨ જી આવૃત્તિ) | ૦—૬—૦ |
| રાજસૂયયજ્ઞ (અંક ૧ લો) | ૦—૪—૦ |
| સીતાહરણ | ૦—૫—૦ |
| ડાહ્યું કોણ ? | ૦—૩—૦ |
| દગો | ૦—૧—૦ |
| માતાને ખોળે | ૦—૧—૩ |
| દેશને ખાતર | ૦—૧—૩ |
| રણમેદાને | ૦—૧—૦ |
| ભાઈનું બલિદાન | ૦—૧—૦ |

## : : બાલવાર્તાઓ : :

| | |
|---|---|
| બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| કંસવધ | ૦—૨—૦ |


સોલ એજન્ટ્સ :

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

બુકસેલર્સ; નાણાવટ—સુરત.

પ્રકાશક :
**જેઠાલાલ છ. ચૌધરી**
ગોપીપરું, સુરત.

મુદ્રક :
**નારાયણરાવ એલ. નીકમ**
શંકર પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ—સુરત.